શ્રી

# ભગવતીસૂત્રના પ્રશ્નોત્તરો.

ૐ

પ્રકાશક

પારેખ વેલજી શિવચંદ

અને

અન્ય સહાયકો

[illegible]

મુમુક્ષુઓને વાંચવા શીખવા માટે ભેટ.

શ્રી

# ભગવતીસૂત્રના પ્રશ્નોત્તરો.



પ્રકાશક :

પારેખ વેલજી શીવચંદ

અને

અન્ય સદ્ગૃહસ્થો

ઝાટાવાડા-કચ્છવાગડ

( તા. રાપર )

મુમુક્ષુઓને વાંચવા શીખવા માટે ભેટ.

આવૃત્તિ ૧ લી
વીર સંવત ૨૪૬૫

પ્રત ૫૦૦
વિક્રમ સં. ૧૯૯૫

मंगलं भगवान वीरो, मंगलं गौतमः प्रभु ।
मंगलं स्थूलभद्राद्या, जैनधर्मोऽस्तु मंगलम् ॥

મુદ્રક : કેશવલાલ સાંકળચંદ શાહ, ધી વીરવિજય પ્રી. પ્રેસ,
સાગરની ખડકી, રતનપોળ-અમદાવાદ.

# અથ શ્રી ભગવતી સૂત્રના પ્રશ્નો

---

## પ્રશ્ન ૧ લો.

ભગવતી સૂત્ર માંહે પ્રશ્ન, પૂછે ગૌતમરાય;
ભારે કર્મી જીવ પ્રભુજી! કયે કારણે થાય?. ૧

### ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય;
આરંભ પરિગ્રહ વધારવાથી, ભારે કર્મી થાય. ૨

સેવં ભંતે સેવં ભંતે!, ગૌતમ ભાંખે સહી;
વીરનાં વચનમાં કંઇ, સંદેહ મળે નહિ. ૩

## પ્રશ્ન ૨ જો.

ભગવતી સૂત્રમાંહે પ્રશ્ન, પૂછે ગૌતમરાય;
હળવા કર્મી જીવ પ્રભુજી!, કયે કારણે થાય?. ૪

### ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય!;
આરંભ પરિગ્રહ ઘટાડવાથી, હળવા કર્મી થાય. ૫

સેવં ભંતે ! સેવં ભંતે ! ગૌતમ ભાંખે સહી;
વીરનાં વચનમાં કંઈ, સંદેહ મળે નહિ. ૬

એ દૃષ્ટાંતે જાણુજો તમે, ભગવતી સૂત્ર જોય;
આરંભ પરિગ્રહ ઘટાડવાથી, હળવા કર્મી હોય. ૭

## પ્રશ્ન ૩ જો.

ભગવતી સૂત્રમાંહે પ્રશ્ન, પૂછે ગૌતમરાય;
શ્યાં પાપ કર્યા થકી પ્રભુ! જીવ નરકમાં જાય?. ૮

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય !;
મહારંભ મહા પરિગ્રહી ને, માંસાહાર કરાય. ૯

પંચેન્દ્રિયની ઘાત કરે ને, દયા નહિ દિલમાંય;
ભગવાન્ મહાવીર એમ કહે તે, નિશ્ચય નરકમાં જાય. ૧૦

સેવં ભંતે ! સેવં ભંતે !, ગૌતમ ભાંખે સહી;
વીરનાં વચનમાં કંઈ, સંદેહ મળે નહિ. ૧૧

એ દૃષ્ટાંતે જાણુજો તમે, ભગવતી સૂત્ર જોય;
મહારંભ મહાપરિગ્રહી તે, નિશ્ચય નરકમાં હોય. ૧૨

ભગવતી સૂત્રમાંહે સોમિલ, જે બ્રાહ્મણ કહેવાય;
એ નિશાળીયા સાથે લઈને, ચરચા કરવા જાય. ૧૩

## પ્રશ્ન ૪ થો.

ભગવત્ પાસે આવ્યો તો પણ, વંદના કીધી નહિ;
જૈન માર્ગની યાત્રા કેવી ?, મને બતાવો સહી. ૧૪

જો મને ઉત્તર આપશો તો, લાગું તમારે પાય;
જો તમે ઉત્તર નહિ આપો તો, નિંદા બહોળી થાય. ૧૫

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો સોમિલરાય !;
જૈનમાર્ગની યાત્રાઓ તે, સંયમ દયા કહેવાય. ૧૬

જીવ દયા જો પાળશો તો, જાતે તરશો સહી;
જીવ હિંસા કરનાર પોતે, ડૂબે ભવજળ જઈ. ૧૭

બીજા પણ પૂછ્યા ઘણા વળી, પ્રશ્નો અપરંપાર;
શંકાઓ ટાળી ભગવંતે, તરત કર્યો નમસ્કાર. ૧૮

હાથ જોડી માન મોડી, સોમિલ લાગ્યો પાય;
બાર વ્રતધારી શ્રાવક થઈને, પાછો નિજ ઘરે જાય. ૧૯

સેવં ભંતે ! સેવં ભંતે ! ગૌતમ ભાંખે સહી;
વીરનાં વચનમાં કંઇ, સંદેહ મળે નહિ. ૨૦

એ દૃષ્ટાંતે જાણજો તમે, ભગવતી સૂત્ર જોય;
જૈન માર્ગની યાત્રાઓ તે, સંયમ દયાથી હોય. ૨૧

કૃષ્ણજીએ જીવદયા પળાવી, પળાવ્યો સંયમભાર;
આવતી ચોવીશીમાં થાશે, બારમા તીર્થંકર સાર. ૨૨

દીકરા દીકરી રૂકમણી ! તમે, પાળો સંયમ ભાર;
જે કોઇ સંયમ પાળશે તે, મ્હારા હૈયાનો હાર. ૨૩

હીરા માણેક મોતી તજીને, તજી પદ્મણી નાર;
જે કોઇ સંયમ૦ .... .... .... ૨૪

બત્રીશ હજાર અંતે ઉરી વળી, દીકરાનો નહિ પાર;
જે કોઈ સંયમ૦ .... .... .... ૨૫

બાર યોજનની દ્વારિકા તે, સોનાની છે સહી;
થોડો કાળ ગયા પછી તે, નિશ્ચય રહેશે નહિ. ૨૬

દ્વીપાયન ઋષિ બાળશે ને, કોપ ઘણેરો થાય;
જે સંયમ નહિ પાળશે તે, નરક તિર્યંચમાં જાય. ૨૭

કૃષ્ણજી ઢંઢેરો ફેરવે તમે, લેજો સંયમભાર;
જે કોઈ સંયમ પાળશે તેને, સુખ છે અપરંપાર. ૨૮

આંધળી માતા પિતા આંધળા, સોંપજો મારે દરબાર;
દેવકી વસુદેવની પરે પાળીશ, તમે લેજો સંયમભાર. ૨૯

દીકરા દીકરી ન્હાનાં હોય તો, સોંપજો મારે દરબાર;
પ્રદ્યુમ્નની પરે તેમને પાળીશ, તમે લેજો સંયમ ભાર. ૩૦

લેણાં દેણાં જે હોય તે, સોંપજો મારે દરબાર;
દ્રવ્ય આપીને રાજી કરશું, તમે લેજો સંયમભાર. ૩૧

ધનના તો ઢગલા કીધા છે, આવજો મારે દરબાર;
જેને જે જે જોઇએ તે લઇ, લેજો સંયમ ભાર. ૩૨

આંધળી માતા પિતા આંધળા, સોંપ્યાં છે દરબાર;
કૃષ્ણજીનાં વચન થકી, પાળે છે સંયમ ભાર. ૩૩

ન્હાનાં દીકરા ને દીકરીઓ, સોંપીને દરબાર;
કૃષ્ણજીનાં૦ .... .... .... ૩૪

લેણું દેણું જે હતાં તે, સોંપ્યાં જઇ દરબાર;
કૃષ્ણજીનાં૦ .... .... .... ૩૫

હીરા માણેક મોતી તજીને, તજી પદ્મણી નાર;
કૃષ્ણજીનાં૦ .... .... .... ૩૬

થાવચ્ચા પુત્રે સંયમ લીધો, તજીને બત્રીશ નાર;
કૃષ્ણજીનાં વચને નીકળ્યા, પુરૂષ એક હજાર. ૩૭

આઠે અગ્રમહિષી બોલી, શ્રીકૃષ્ણજીની પાસ;
અમને આજ્ઞા આપો તો, અમે લહિયે સંયમ ખાસ. ૩૮

હાથ જોડી સઘળા રાજા, કૃષ્ણજીને લાગે પાય;
રૂકમણી પ્રમુખને આજ્ઞા દેતાં, સારૂં નહિ કહેવાય. ૩૯

બત્રીશ હજાર રાણીઓમાં, આઠ પટરાણી કહેવાય;
તે ઉઠીને સંયમ લેશે, સારૂં નહિ કહેવાય. ૪૦

ત્રણ ખંડના ભોગી તમને સહુ, આવી લાગે પાય;
તેની રાણીઓ સંયમ લે તે, સારૂં નહિ કહેવાય. ૪૧

સોળ હજાર મુગટબંધ રાજા, આવી લાગે પાય;
તેની રાણીઓ૦ .... .... .... ૪૨

લાખ બેંતાળીશ હાથી ચાલે, ભુતળમાં વખણાય;
તેની રાણીઓ૦ .... .... .... ૪૩

લાખ બેંતાળીશ ઘોડા ચાલે, રથ તેટલા કહેવાય;
તેની રાણીઓ૦ .... .... .... ૪૪

ક્રોડ અડતાળીશ પયદળ ચાલે, સેના અપરંપાર;
તેની રાણીઓ સંયમ લે તે, ધન્ય એહનો અવતાર. ૪૫

અઢળક લક્ષ્મી છોડી સાહેબી, છોડયા ઘરના ભાર;
દ્વારિકાપુરીનો દાહ સાંભળી, લીધો સંયમ ભાર. ૪૬

કહેનારા તો કહી રહેશે, મ્હારી આજ્ઞા થઈ;
સંયમ લઈને જેહ વિચરશે, મુક્તે જાશે સહી. ૪૭

## પ્રશ્ન ૫ મો.

ભગવતી સૂત્ર માંહે પ્રશ્ન, પૂછે ગોતમરાય;
છઠ્ઠો આરો બેસતાં પ્રભુ !, શી હકિકત થાય ?. ૪૮

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય !
મહેલ મંદિર માળીયા તે, સર્વે પડી જાય. ૪૯

## પ્રશ્ન ૬ ઠો.

હાથ જોડી માન મોડી, ગૌતમ લાગે પાય;
મનુષ્ય તિર્યંચ જાનવરોની, શી હકિકત થાય ?. ૫૦

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય !
મનુષ્ય તિર્યંચ જાનવરો તે, ગંગા બિલમાં જાય. ૫૧

## પ્રશ્ન ૭ મો.

હાથ જોડી માન મોડી, ગૌતમ લાગે પાય;
ગંગાબિલમાં જઇ કરી ત્યાં, શેનો આહાર કરાય ? ૫૨

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય !
ગંગાબિલમાં જઈ કરી ત્યાં, માંસાહાર કરાય. ૫૩

## પ્રશ્ન ૮ મો.

હાથ જોડી માન મોડી, ગૌતમ લાગે પાય;
કેટલા વર્ષનું આઉખું ને, કેવડી કાયા થાય ?. ૫૪

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય !;
વીશ વર્ષનું આઉખું ને, હાથની કાયા થાય. ૫૫

## પ્રશ્ન ૯ મો.

હાથ જોડી માન મોડી ગૌતમ લાગે પાય;
એ આયુષ્ય પૂરૂં કરીને, કઈ ગતિમાં જાય ? ૫૬

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય !;
એ આયુષ્ય ખપાવીને તે, નરક તિર્યંચમાં જાય. ૫૭

## પ્રશ્ન ૧૦ મો.

હાથ જોડી માન મોડી, ગૌતમ લાગે પાય;
એવા બિલમાં જઈ કરી ત્યાં, કેટલાં વર્ષ રહેવાય ? ૫૮

## ઉત્તર

ભગવાન્ મહાવીર ઉચ્ચરે, તમે સાંભળો ગૌતમરાય !;
એવા બિલમાં વર્ષ બેંતાળીશ, સહસ્ર ત્યાં રહેવાય. ૫૯

સેવં ભંતે ! સેવં ભંતે !, ગૌતમ ભાંખે સહી;
વીરનાં વચનમાં કંઈ, સંદેહ મળે નહિ. ૬૦

એ દૃષ્ટાંતે જાણજો તમે, ભગવતી સૂત્ર જોય;
છઠ્ઠો આરો બેસતાં અહિં, રહેવાનો નહિ કોય. ૬૧

પાંચમો આરો બિહામણો, એ કયાંથી આવ્યો સહી ?
સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, તેની નિંદા થઈ. ૬૨

દયા ધર્મના પાળક સંતો, તેને ન લાગે પાય;
રીશ કરી લાકડી લઈ હાથે, મારવા સામા જાય. ૬૩

શિયળ પાળે સંયમ પાળે, રાત્રે કરે ચોવિહાર;
તે સાથે તો રીશે બોલે, કિમ પામે ભવપાર ? ૬૪

સૂત્ર સિદ્ધાંત જે ભણે ભણાવે, દયા પરૂપણહાર;
તે જો તમને ગમે નહિ તો, પામશો કિમ ભવપાર ? ૬૫

સૂત્ર તણી સજ્ઝાય કરે વળી, રાતદિવસ ગુણ ગાય;
તેને આહાર પાણી ન આપે, નવિ લાગે કદિ પાય. ૬૬

તે નર ભવ હારી ગયા ને, ઠગ ગુરૂ મળીયા સહી;
જિન માર્ગનું જાણપણું તો, તેને મળે નહિ. ૬૭

એળે જન્મ ગુમાવીયું ને, ઠગગુરૂ મળીયા સહી;
મનુષ્યભવ હારી ગયા એને, દુર્ગતિ નિશ્ચય થઈ. ૬૮

કેણે આજ્ઞા આપી છે ? તું, ભગવતી સૂત્ર જોય;
બે સાધુને બાળ્યાથી, ગોશાળો દુઃખિયો હોય. ૬૯

રીશ કરી રથ હાંકતાં તું, ભગવતી સૂત્ર જોય;
એકુકી નરકે ગોશાળો, બે બે વખત જ હોય. ૭૦

નરકમાંથી નીકળીને, સુખનો છાંટો નહિ;
દાઘંજરની પીડા સહેશે, વળી શસ્ત્રમાર સહી. ૭૧

અહોળા ભવમાં ભમી કરીને, લહેશે સંયમ ભાર;
ભગવતી સૂત્રે ગોશાળાનો, ચાલ્યો છે વિસ્તાર. ૭૨

જ્ઞાતા સૂત્ર માંહે તપસ્વી, ધર્મરૂચિ અણગાર;
નાગસિરી બ્રાહ્મણીએ આપ્યો, કડવી તુંબી આહાર. ૭૩

સોળ રોગ થયા નાગસિરીને, માથે આવ્યો કાળ;
આયુષ્ય પૂર્ણે મરીને ઉપની, છઠ્ઠી નરક વિશાળ. ૭૪

એકુકી નરકે નાગેસિરી, ઉપની બબ્બે વાર;
એવું જાણી દોષ ન દેશો, દયા ધર્મ ધરનાર. ૭૫

પોતાના ગુરૂ આવે તેને, લળી લળી લાગે પાય;
આહાર પાણી વ્હોરાવીને, મનમાં રાજી થાય. ૭૬

નિરપરાધી સાધુ આવે, તેને ન લાગે પાય;
આહાર પાણી વ્હોરાવતાં તો, થર થર ધ્રૂજે કાય. ૭૭

બારે વ્રતનો જે થયો ધારક, સૂત્રની શાંખે સહી;
આહાર પાણી નહિ આપે તો, પચ્ચક્ખાણ રહેવે નહિ. ૭૮

જંબૂદ્વીપ પન્નત્તિ સૂત્રે, છે ભરત અધિકાર;
દેરાસરો કરાવ્યા હોય તો, તું અમને દેખાડ. ૭૯

ચાૈદ રત્ન નવ નિધાનનો છે, ઉપાંગ પંચમે અધિકાર;
દેરા પ્રતિમા સંઘ કાઢયાનો, તું અમને દેખાડ. ૮૦

સુવર્ણ ગઢ ને રત્ન કાંગરા, દ્વારિકાનો અધિકાર;
કૃષ્ણજીએ સંઘ કાઢ્યા હોય તો, તું અમને દેખાડ. ૮૧

દેવકી રાણી મહાસતી જેણે, વ્રત પાળ્યાં છે બાર;
દેરાસરો કરાવ્યા હોય તો, તું અમને દેખાડ. ૮૨

જંબૂ સ્વામીએ સંયમ લીધો, દ્રવ્ય તણો નહિ પાર;
દેરા સંઘ કાઢ્યાની હકિકત, તું અમને દેખાડ. ૮૩

શાળિભદ્ર ધન્ને સંયમ લીધો, તજી પોતાની નાર;
દેરા કરાવી સંઘ કાઢ્યા હોય, તો અમને દેખાડ. ૮૪

દશ શ્રાવકોનો સૂત્ર ઉપાસક, માંહે છે અધિકાર ;
દેરા કરાવી સંથ કાઢ્યા હોય, તો અમને દેખાડ. ૮૫

શ્રાવક એહવા થયા ઘણેરા, ઋદ્ધિ તણો નહિ પાર;
દેરા પ્રતિમા કેણે ન કરાવ્યાં, સૂત્રમાં છે વિસ્તાર. ૮૬

તુંગીયા નગરીના શ્રાવકનું, ધન હતું અપરંપાર;
દેરા પ્રતિમા કરાવવાનું, તું અમને દેખાડ. ૮૭

ચોવીશે જિનના શ્રાવક જે, થયા છે અપરંપાર;
દેરા સંઘ કાઢ્યા હોય તો, તું અમને દેખાડ. ૮૮

પંચ લખ સત્તાવીશ હજાર શ્રાવક, તીર્થંકર આચાર;
દેરા પ્રતિમા જિનના હોય તો, તું અમને દેખાડ. ૮૯

એકુકી ચોવીશીમાં ચક્રવર્તી, થયા બરોબર બાર;
દેરા કરાવી સંઘ કાઢયા હોય, તો અમને દેખાડ. ૯૦

છ ખંડ કેરૂં રાજ્ય કરે જેની, ઋદ્ધિ અપરંપાર;
દેરા પ્રતિમા કેણે ન કરાવ્યા, લીધો સંયમ ભાર. ૯૧

અનંતે કાળે આ ચોવીશી, આવી એકજ વાર;
અસંજતીઓની જેમાં પૂજા, ચાલી અપરંપાર. ૯૨

ટીકા ચૂર્ણી ભાષ્ય નિર્યુક્તિએ, હિંસા પરૂપે સહી;
સૂત્ર પાઠ ઉત્થાપનારની, નિશ્ચય દુર્ગતિ થઇ. ૯૩

પાણી ઢોળે ફૂળફૂલ તોડે, તાળી વજાવે સહી;
સાવદ્ય ભક્તિ કરીને શ્રાવક !, મુક્તે જાશો નહિ. ૯૪

થયા અનંત તીર્થંકર જેમણે, દીધું વર્ષિદાન;
જીવદયા પાળી કરી જે, પામ્યા કેવળ જ્ઞાન. ૯૫

સાડા બાર વર્ષ એક પક્ષે, તપ સઘળું ચોવિહાર;
એવું તપ કરી આકરૂં જે, પામ્યા ભવનો પાર. ૯૬

ત્રણુસેં ઓગણુપચ્ચાશ પારણાં, સૂત્ર પાઠે છે સહી;
બેઘડી ઉપરાંત નિદ્રા ન કીધી, કેવળ પામ્યા સહી. ૯૭

તીર્થંકરે જે દેશના દીધી, મળી પર્ષદા બાર;
ગૃહસ્થ ત્યાગી ધર્મ પરૂપ્યો, તે સાંભળો નરનાર. ૯૮

જીવદયા જો પાળશો તો, પામશો ભવનો પાર;
જીવહિંસા કરશો કદિ તો, નહિ પામો ભવ પાર. ૯૯

ભ્રષ્ટાચારી મળી કરીને, પાખંડ માંડયો સહી;
જૈન માર્ગમાં ફેન જગાવ્યો, તેની સદ્ગતિ નહિ. ૧૦૦

વીશો ઓશવાળ વાણીયો ને, સુરત જેનું ગામ;
ગોપીપુરામાં રહેનારો ને, મોતીચંદ છે નામ. ૧૦૧

નાથાજી ઋષિનો શ્રાવક કહિયે, તે મોતીચંદ સહી;
સૂત્ર સિદ્ધાંતની વાત તે તો, સાર સાર મેં કહી. ૧૦૨

**॥ ઇતિ ભગવતી સૂત્રના પ્રશ્નો સમાપ્તઃ ॥**